# થાનેવાલા

# વાજીંત્ર ગાઇડ.



કર્તા

પી. દા. થાનેવાલા

# જેમ્સ પીયર્સ  ની કું.



## પ્રીનસેસ સ્ટ્રીટ, ધોબીતલાવ-મુંબઈ

ઉતમ સવાદીષ્ટ પકવાન, દારૂકામ, વીજલીની લાઈટ અને [illegible] મોજ હેઠલ રોણકથી બીછાવેલી સ્વચ્છ અને સફાઇદાર ટેબલ ઉપર એ-વાર [illegible] ખાનાની મોજ ચાખી મન બેહલાવો દરરોજ એ જાતના આઇસીઝ તઇયાર [illegible] કોલ્ડ ડ્રીંક્સ આઇસ્ડ કોલ્ડ બીયર અને અમેરીકન ફ્રૂટ્ડ્રીંકશ વગેરે

—o—

તમારી મુજવન દુર કરવી છે ? આજ વર્ષો થયા લોકો કહેવાતી બજારૂ કોફીના કાહવા પીતા કંતાલી ગયા, અને ઘણાકોએ તો કોફી પીવાની પણ મોકુફ કીધી, પણ હવે અંતે તેમની મુજવણ મટી ગઇ છે કારણ કે જેમ્સ પીયર્સની ચાહ તથા કાફીનુ એક કપ પીધાથી દીલને ખુશ કરી તાજગી બખશે છે

**તમોને જોઇએ ત્યારે નીચલા મોહસ્વાદ્યાં વર્દીથી બનાવી આપવામા આવશે**

| |
|---|
| ફીશશેપડ કેકસ |
| કેક ઓલબમસ |
| તરેહવાર સ્વાદીષ્ટ આકૃતીના |
| કેક બલોકસ, તથા સાલ મુબારક કેકસ, |
| માગો તે જાતની દીશીઝ, |
| પેસ્ત્રી, કનફેકસનરી, |
| પેટીઝ અને પાઇ, તથા આઇસીઝ અને |
| આઇસ્ડ પુડીંગની વેરાયટીઝ |
| —o— |
| છેલ્લી ઘડીએ નાસીપાસ |
| ન થવુ હોય તો |
| વેહેલા હમારે તયા પધારી |

| |
|---|
| તમારી વરદી નોંધાવો, |
| ઉંચા વાઇન અને લીકયોર |
| સાથે સ્પેશયલ ડીનર |
| પુરૂ પાડવામા આવશે. |
| —o— |
| ફ્રેશ હેમ, બેકન, ચીઝ, |
| ઇંગલીશ બીસકીટસ, |
| અને પરફ્યુમરી તથા |
| તોઇલેત રેકવીઝીટસનુ |
| કનસાઇનમેંટ |
| હમણાજ આવ્યુ છે |
| જોઇ જવા પધારો |

**અમારે ત્યા ખાનેવાલા વાઇંઝ ગાઇડ વેચાતી મલશે**

# થાનેવાલા વાજીંત્ર ગાઇડ

નીચે જણાવેલે ઠેકાણેથી વેચાતી મળશે --

૧ પી દા થાનેવાલા (થાનેવાલા વાજીત્ર ગાઇડના કર્તા)

ઠેકાણુ–બેરામજી જીજીભાઇ સ્કુલ, ચરનીરોડના સ્ટેશનની સામે, ક્વીનસ રોડ, મુબઇ

જે મુબઇના ઘરાકો મી૰ પી દા થાનેવાલા (કર્તા પાસેથી) થાનેવાલા વાજીત્ર ગાઇડ વેચાતી મગાવશે તેઓને અમારો માણસ ઘેર બેઠા પહોચાડશે, અથવા વી પી (વેલ્યુ પેએબલ પોસ્ટ)થી મોકલવામા આવશે મુબઇના ઘરાકો પાસેથી વી પી ને ખરચ લેવામા આવશે નહી

બહારગામના ઘરાકો પાસેથી વી પી ને ખરચ લેવામા આવશે

૨ જેમ્સ પીયર્સની કુપની, પ્રીનસેસ સ્ટ્રીટ, ધોબીતલાવ, મુબઇ

૩ ધી પારસી મ્યુઝીક ઇન્સ્ટીટ્યુટ, ૧૪–૧૬, પ્રીનસેસ સ્ટ્રીટ ધોબીતલાવ, મુબઇ

૪ બલસારા ટ્યુશન કલાસ, જુના આતશ બેહરામની સામે, ધોબીતલાવ, મુબઇ

૫ એન એમ ત્રીપાઠી એન્ડ કુપની, (બુકસેલર) કાલબાદેવી રોડ, મુબઇ

૬ ટી એસ રામચદર એન્ડ બ્રધર્સ, ૪૯૮, કાલબાદેવી રોડ, મુબઇ

૭ જેમ્સ મેન્યુફેકચરીગ કપની, ૪૦૭, કાલબાદેવી રોડ, મુબઇ

૮ જેહાગીર બી. કરાણીના છોકરાઓ, બુકસેલર પારસી બજાર, કોટ, મુબઇ

૯ ગોળવાલા ફોર્ટ ટ્યુશન કલાસીસ, બુબાખાનાની સામે, કોટ, મુબઇ

૧૦ પી ડી મુકાદમ (બુકસેલર) ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુબઇ

# થાનેવાલા વાજીંત્ર ગાઇડ

અથવા

પીઆનો ફ્લૂટ, જરમન હારમોનીયમ, વાયોલીન, દીલરૂબા, સીતાર તાઉસ
વગેરે દરેક સપુર્ણ સુરના વાજીંત્ર શીખવનારી ચોપડી




કર્તા

પી. દા. થાણેવાલા

વીકટોર્યા વાજીત્ર ગાઇડના કર્તા બેરામજી જીજીભાઇ સ્કુલના ટીચર,
તથા મ્યુઝીક ટીચર,


---


મુબઇ

૧૯૨૪

કિમત રૂપીયા ૨ા

# સાંકળીયું.

# પ્રસ્તાવના.

---

વીક્ટોર્યા વાજીત્ર ગાઇડ નામની મારી ચોપડી ૧૯૧૦ ના સાલમા બહાર પડી ત્યાર પછી કાંઈ નહી તો દર બબ્બે વર્ષે આર્ય સંગીતને લગતાં સંગીત પુસ્તકો સંગીતના શોખીનોની સેવામાં રજુ કરવાની આશામાં હુ હતો, પણ તેવામાં લડાઇ જાગી અને ચોપડીની છપામણી, કાગળ વગેરેના ખરચમા ત્રણ ઘણો વધારો થવાથી મારી સઘળી આશા નીરાશામાં ફેરવાઇ ગઈ વીક્ટોર્યા વાજીત્ર ગાઇડની સઘળી નકલો બહુજ થોડા વખતમા ખપી જવાથી તેમજ જે થોડી નકલો કેટલાક બુકસેલરો પાસે હતી તેઓએ દરેક નકલ ચારથી પાચ રૂપીયે વેચવાથી મારા મીત્રોએ બીજી આવૃતી કાઢવાની મને સલાહ આપી પણ તે વીચાર મને પસંદ પડયો નહી તેને બદલે આએ હાલનુ પુસ્તક રચવાનો મે ઠરાવ કર્યો વીકટોર્યા વાજીત્ર ગાઇડની માફક આએ પુસ્તકમાં તદન નવા શીખનારને પણ સમજણ પડે અને સહેલાઇથી વગાડી શકે એવી દરેક ગીતની નોટેશન આપી છે, અને દરેક ગીતની રાગણી, તાલ અને માત્રા આપ્યા છે કે જેથી કોઇ પણ ગીત કોઇ પણ વાજીત્ર પર વગાડતા કાંઇ પણ મુશકેલી નડે નહી શરૂઆતથી શીખનારાઓએ તાલને લગતો ભાગ બહુજ ધ્યાનથી વાચવો, કે જેથી દરેક ગીતનો ટાઇમ બરાબર લઇ શકાય સંગીતના શોખીનોમા—મુખ્ય કરી પારસી કુટુબોમા—આર્ય સંગીતનો ફેલાવો થાય એવા વીચારથી મે આએ ચોપડી રચી છે

હાલના નાટકના ગાયનોની અંદર ઘણુ કરીને મીશ્ર રાગણી હોવાથી તેમજ અંગ્રેજી રાગ[?] પુર કેટલાક ગીતોની અંદર છાયા લાગવાથી રાગણી પારખવાનુ કામ ઘણુ મુશકેલ થઇ પડે છે આજથી ત્રીસ વરસની વાતપર જાણીતી પારસી નાટક મંડળીના ખેલો—જેવા કે હામાન, ચતરા બકાવલી, ખુદાદાદ—ના ગીતોની અંદર જે એકેકથી સરસ ઉસ્તાદી રાગ રાગણીઓ કાઇ પણ મીશ્ર રાગ વીના scientifically ગવાતી હતી, તેવા ગીતો હુ નહી ધારતો કે હાલની કોઇ પણ નાટક કંપનીમા ગવાતા હોય પારસી નાટક મંડળીના ગીતોના શોખીનો માટે હામાન, ચતરા, ખુદાદાદ વગેરે ખેલોમાથી થોડાક લોકપ્રીય ગીતો ચુંટી કાઢયાં છે આ પુસ્તકમાં મે મી° "પીજામના" માઝનદાનના ખેલને વધારે પસંદગી આપી છે, કારણ કે એ ખેલના ગીતોની રાગણી, મુખ્ય કરીને ગીતોના બોલો મને બહુ ગમ્યા છે પાતાલ પાણી, માસીનો માકો, અફલાતુન, ગામરેની ગોરી, બોલી ગુલ, દોરંગી દુન્યા, ફાકડો ફીતુરી વગેરે પારસી સંસારી ખેલોના ગીતો પણ પસંદ કરવા લાયક છે, અને મને ઉમેદ છે કે એ ખેલોના ગીતો પારસી કુટુંબમાં ઉલટથી ગવાશે

આ ચોપડીની અંદર અગ્રેજી તરજો મોટો ભાગ કેરવાની તાલમા રાખી છે કેરવાની તાલની અંદર ૮ માત્રા આવે છે અને ત્રણ ભરેલી અને એક ખાલી તાલ આવે છે, પણ શીખનારની સવળતાને ખાતર ઘણે ઠેકાણે કેરવાની તાલમા ૧૬ માત્રા લીધી છે અને બધી તાલ ભરેલી રાખેલી છે જે ગીતની અંદર મીશ્ર રાગણી લાગે છે તેની નીચે ફુટ નોટ કરી છે વળી ૨૮ મા ગાયનથી નાટકના તેમજ બહારના ૨૫ ઉપર ઉસ્તાદી ખુદાઇ ગાયનો (divine songs)નો તેમજ કેટલીક સરગમ, ગત, તીલાના, ચતરગ વગેરેનો સમાવેશ કર્યો છે તે ઉપરાત તુરે વતન, શેરે કાબુલ, બાગે ઇરાન મતલબી દુન્યા વગેરે જાણીતા ઉરદુ ખેલોમાથી બીકટ અને ઉસ્તાદી ગીતો ચુંટી કાઢ્યા છે ચોપડીની છેવટે ૮૩ મા ગીતથી થોડાક વધારાના બહારના ઉસ્તાદી ગીતો ઉમેર્યાં છે ચોપડીના ૧૯૬ મા પાનાપર શુધ્ધિપત્ર આપ્યુ છે તે પ્રમાણે સુધારી ગીતો વગાડવા

આ ચોપડીને સગીત શાસ્ત્રનુ એક સગીન અને સત્તાધ્ધિકારી પુસતક બનાવવમા પુશ્કળ શ્રમ અને મહેનત લેવામા આવી છે આ ચોપડીનો બહોળો ઉઠાવ થશે તો થોડા વખતમા બીજુ પુસ્તક બહાર પાડવાની આશા રાખુ છુ

છેવટે આ ચોપડીની અદર કાંઇ ભુલચુક જણાય તો તેને માટે દર ગુજર કરવામા આવશે એવી મારી નમ્ર વિનતી છે

પી દા થાનેવાલા

# મી. પી. દા. થાનેવાલાએ રચેલી વીકટોર્યા વાજીંત્ર ગાઇડ

ને માટે

## જાણીતા સ્થાનીક ન્યુસપેપર, ચોપાનીયાં, તેમજ સગીતના ઉસ્તાદોએ આપેલા ઉત્તમ મતો



**જામે જમશેદ, ૧૫-૫-૧૯૧૦**

મી૦ થાણેવાલાએ આ ચોપડીને સગીત શાસ્ત્રનુ એક સગીન, સ્ટાઇલીશ અને સત્તાધીકારી પુસ્તક બનાવવામા સારી મહેનત લીધી છે એવણે જાણીતા ઉસ્તાદોના હાથ હેઠળ સગીત શાસ્ત્રનુ ઉમદા શીક્ષણ લીધુ છે નાટકના ગાયનની વાજીત્ર ગાઇડોનો મુબઇમા કઇ ટોટો નથી, પણ આ ચોપડીમા દરેક ગીતની રાગણી, તાલ અને માત્રા આપ્યા છે જેની મદદથી કોઇપણ વાજીત્ર તાલ સુર સુધ્ધા વગાડી શકાય છે મી૦ થાણે-વાલા પોતાની ચોપડીના દીબાચામા લખે છે કે "મુબઇમા દરેક ઘેર ઘેર હારમોનીયમ વાગતુ સભળાય છે, પણ હુ મારી મોટી દલગીરી વચ્ચે જોઉ છુ કે વાજીત્ર વગાડનારાઓનો મોટો ભાગ રાગરાગણી અને તાલસુર જે સગીત વીદ્યાનો મુખ્ય પાયો છે તેનાથી બેખબર હોય છે" ચોપડીને ત્રણ ભાગમા વહેચી નાખી છે શરૂઆતના ભાગમા સગીતથી થતા ફાયદા, અને સગીત વીશે શેકસપીયર, નેપોલીયન બોનાપાર્ટ, કોનગ્રીવ, પ્લેટો વગેરે જાણીતા અગ્રેજી લેખકોના મત ટાકી બતાવ્યા છે પહેલા ભાગમા સગીતની ઉત્તપતી અને સગીત શાસ્ત્રને લગતુ ટુકામા વીવેચન કર્યુ છે ત્યાર પછી દરેક રાગણી, તાલ અને માત્રાને લગતી સપુર્ણ સમજણ આપી છે અને હારમોનીયમ, દીલરૂબા, સીતાર, તાઉસ વગેરે વાજીત્ર કેમ વગાડવા તે સમજાવ્યુ છે વળી તાનસેન અને બીજા ગવઇયાઓની જીંદગીનો ટુક હેવાલ આપ્યો છે બીજા ભાગમા જાણીતા નાટક કપનીના ખેલોમાથી સઉથી મધુર અને લોકપ્રિય ગાયનો તેની નોટેશન, રાગણી, તાલ, અને માત્રા સુધ્ધા આપ્યા છે ગીતની ચુટણીની બાબદ-મા પણ સારી સભાળ લીધેલી જણાય છે નોટેશન પણ એવી સાદી અને સમજ પડે એવી આપી છે કે તદન નવો શીખાઉ પણ કોઇપણ વાજીત્ર પોતાની મેળે સહેલાઇથી વગાડી શકે વળી ઇગ્રેજી ગાયનના શોખીનો માટે ઇગ્લીશ ટયુન અને ગીતોનો સારો સમાવેશ કર્યો છે

ત્રીજા ભાગમા ઉસ્તાદી ગીતો, ગત, સરગમ, તીલાના, ચતરગ વગેરે રાગરાગણી અને તાલસુરમા આપ્યા છે

**ધી પારસી, ૧૩-૬-૧૯૧૦**

આજે પારસી તેમજ બીજી કોમોમા સગીતના વધતા જતા શોખ તરફ જોઈ તેના અભ્યાસીઓની રાહબરી માટે એક સરળ પણ સપુર્ણ વાજીત્ર ગાઇડની અગત પુરી પાડ વાની નેમથી આ પુસ્તક રચવામા આવ્યુ છે તેમા કર્તાએ દરેક ગાયનની રાગ, તાલ, માત્રા અને સુરની વીગતવાર સમજણ આપી છે કે જેથી સગીતને લગતા કોઈપણ વાજીત્રનો અભ્યાસ કરવા ચાહનારા શોખીનોને ગુચવણમા ગોથા ખાવા પડે નહીં. ચોપડીનો પહેલો ભાગ શીખાઉઓ માટે અભ્યાસ કરવા લાયકનો છે જયારે બીજા અને ત્રીજા ભાગમા નાટક કપનીઓના લોકપ્રીય થઇ પડેના ગીતો અને રાગણીઓ તેમજ ઉસ્તાદી રાગણીઓ વીગેરેનો સમાવેશ કરવામા આવ્યો છે દરેક વાજીત્ર જેવા કે પીયાનાફોર્ટ, ઓરગન, હારમોનીયમ, વાયોલીન, દીલરૂબા, સીતાર, તાઉસ વીગેરે વાજીત્રો વગાડતા શીખવા ચાહતા સગીતના શોખીન અભ્યાસીઓ માટે આ ગાઈડ એક ખરેખરી ગાઇડ સમાનની થઇ પડે એમ માલમ પડે છે

---

**ફિરદોસ, મે-૧૯૧૦**

સગીત શાસ્ત્રના શોખીન સજજનો માટે મી૦ પી દા થાનેવાલા તરફથી એક નવીન પ્રકારની વાજીત્ર ગાઇડ બહાર પડી છે આ ગાઇડમા દરેક જાણીતી નાટક કપનોના લોકપ્રિય ખેલોમાથી ઉમદા ગાયનો ચુટી કહાડી સરગમ સાથ આપ્યા છે તેમજ કેટલીક મધુર રાગરાગણીઓ તાલ અને માત્રાને લગતી સમજણ સાથે આપી છે અમોએ રાગણીઓ અને ગાયનો તપાસ્યા છે અને અમોને જણાવવાને ખુશાલી ઉપજે છે કે ગાયનો અને રાગરાગણીઓ સાદી અને સરલ સરગમમા સમાવ્યા છે આ પુસ્તકમા સમાવવામા આવેલુ અર્થ સગીતને લગતુ વિવેચન, રાગોના સમજણ અને અસલના જાણીતા ગવઇયાઓને લગતી ટુક હકીકત ગાયનના હુન્નરનો કાંઇક ખ્યાલ આપે છે તાલ વીશેની હકીકત ઠીક આપેલી છે ગાઇડને સેવટે આપેલા હકીકી ગાયનો ધ્યાન ખેચે છે

---

**સાંજવર્તમાન તા૦ ૨૭-૬-૧૯૧૦**

સગીત શાસ્ત્રનો લગભગ ૨૦ વર્ષ સુધી અભ્યાસ કર્યા પછી "વીકટોર્યા વાજીત્ર ગાઈડ" નામનુ ગાયનના નોટેશનનુ એક પુસ્તક મી૦ પી દા. થાણેવાલાએ વાચક વર્ગ સનમુખ રજુ કીધુ છે મુબઈના નાટકોમાં ગવાતા ગાયનોની ઘણીએક નોટેશન બુક હમણા સુધીમા બહાર પડી છે, પણ તેઓ ઘણુ કરીને સઘળી અશુધ્ધ અને અપુર્ણ હોય છે તેમાં રાગરાગણી શુ છે, તાલ શુ છે, વીગેરેની બીલકુલ સમજ આપેલી જોવામા આવતી નથી, પણ મી૦ થાણેવાલાએ આ ખામીઓ દુર કરી આ ચોપડીને સપુર્ણ કરવાની કોશેશ કીધી છે તેઓએ દરેક ગાયનનો રાગ, તાલ અને માત્રા સમજાવી છે નાટકના ગાયનોની હમણા સુધી બહાર પડતી નોટેશનોની મોટી ખામી મુખ્ય કરીને તાલની છે તેમા તાલ બીલકુલ

આપવામા આવતી નથી અને તેથી નવા વજાડનારાઓ માટે તે નોટેશન ગાઇડ તરીકે તદન નકામી છે આ નવા પુસ્તકમા તાલની સમજ આપવામા આવી છે જે **નવા શીખનાર માટે ઘણી ઉપયોગી છે** આ પુસ્તકને ત્રણ ભાગમા વહેચી નાખવામા આવ્યુ છે પહેલા ભાગમા સગીત વીષે ટુક સમજ આપવામા આવી છે મુખ્ય રાગોની ઉત્પતિ, ગુણ, તાલ વીષે જાણવાજોગ હકીકત અને જુદા જુદા વાજીત્ર કેમ વગાડવા તેની સમજણ આપવામા આવી છે બીજા ભાગમા મુબઇના જાણીતા નાટકોમા ગવાતા ઘણા લોકપ્રિય ગાયનો નોટેશન અને તાલ સાથ આપવામા આવ્યા છે સઉથી વધુ પસદગી પારસી નાટક મડલીના નાટકોને આપવામા આવેલી જેનામા આવી છે અને તે કુદરતી છે, કારણ કે આજ એક કપની છે કે ઉપર જેણે ઘણા વરસો સુધી રાગ ગાયનો—ગાયનો કે જેમા કાઇ રાગ અને રસ હોય—નાટક તખતા રજુ કીધા હતા મી૦ થાણેવાલાએ પારસી નાટક મડળીના આગના યાદગાર નાટકોની નોટેશનો આ પુસ્તકમા પ્રસીદ્ધ કરીને **સગીતના શોખીનોની સેવા બજાવી છે.** મી૦ થાણેવાલાએ હાલના પુસ્તકમા જે ચુટણી કીધી છે તે લોકપ્રીય ગાયનોની છે ત્રીજા ભાગમા ચઢતા પ્રકારની થોડીક રાગરાગણીઓ આપવામા આવી છે, અને છેવટે વળી થોડા વધારાના ગીત આપવામા આવ્યા છે સામટી રીતે જોતા હમણા સુધી બહાર પડેલી નોટેશન બુકોમા **આ અમોને સર્વથી વધારે પસદ પડી છે,** કારણ કે તેમા કાઇક શાસ્ત્રના નીયમ ઉપર નોટેશન અને તાલ આપવા ઉપરાત ઘણા સારા ગાયનો તરેહવાર નાટકોમાથી પસદ કરી વાજીત્રોના શોખીનોની એક હાજત ટાળી છે

---

**માસિક હિદી આફ્રીક, મે-૧૯૧૦**

મી૦ થાનેવાલાએ લગભગ ૨૦ વર્ષ સુધી સગીત શાસ્ત્રનો બારીક અભ્યાસ કીધો છે એવણે મુબઇના તેમજ જુદા જુદા સ્ટેટોના ગવઇયાઓ સાથે સમાગમમા આવ્યા છે, વળી એવણ એક કેળવાયના ગ્રહસ્થ છે અને મુબઇ યુનીવરસીટીનો બી એ સુધી અભ્યાસ કીધો છે

આ ચોપડી તદન સાદી અને સરલ ગુજરાતી ભાષામા લખી છે અને તદન નવા શીખાઉને પણ ઉપયોગી થઇ પડે એમ છે આ ચોપડી તદન સાએનટીફીક ઢબપર રચી છે એટલે કે દરેક ગીતની રાગણી, તાલ, અને માત્રા આપ્યાં છે એજ દેખાડે છે કે એવણનુ સગીતને લગતુ જ્ઞાન કેટલુ બહોળુ હોવુ જોઇયે એકજ ચોપડીમાં ત્રણ વીભાગ કર્યા છે પહેલો ભાગ સગીત શાસ્ત્રને લગતો છે આ ભાગમા સગીતની ઉત્પતિ, સ્થાઇ અને અસ્થાઇ સ્વરો, સપ્તક, રાગ જાતિ, આડવ ખાડવ અને સપૂર્ણ સુર, ગ્રહ સ્વર, વાદી સ્વર, સવાદી સ્વર, અલકાર, આલાપ, તાન, ઠુમક, અસ્તાઇ, અતરો, આભોગ, તીનાના, ચતરગ, વગેરે ઉપર સમજણ આપી છે, અને હારમોનીયમ, દીલરૂબા, સીતાર, તાઉસ, વાયોલીન, વગેરે વાજીત્ર વગાડવાની સપુર્ણ વીગત સમજાવી છે, અને તાનસેન, સ્વામી હરદાસજી જેવા નામીચા ઉસ્તાદોનો હેવાલ આપ્યો છે આ ચોપડી પરથી પીયાના ફ્રેટ, હારમોનીયમ, દીલરૂબા, સીતાર, તાઉસ, વાયોલીન વગેરે વાજીત્ર કોઇ પણ શીખનાર સહેલથી પોતાની મેળે વગાડી શકે એમ છે

બીજા ભાગમા છેલ્લામા છેલ્લા તદન નવા નાટકોના આસરે ૨૫ એમાંમાથી સઉથી સરસ મનપસદ ગીતો ચુટી કાઢયા છે. મોટો ભાગ ખુદાઇ (divine) ગાયનને લગતો છે દરેક ગીતની રાગણી, તાલ અને માત્રા આપ્યા છે

ત્રીજા ભાગમા બહારના ઉસ્તાદી ગીતો, તીલાના, સરગમ, ચતરગ, ગત વગેરેનો સમાવેશ કર્યો છે આ ભાગમાં પણ દરેક ગીતની રાગણી, તાલ અને માત્રા દરશાવેલા છે આ ચોપડીને એક નમુનેદાર, સત્તાધીકારી અને સંગીન પુસ્તક બનાવવામા કર્તાએ જે મહેનત લીધી છે તેને માટે મ્યુઝીકના શોખીનો એવણને ઉત્તેજન આપવા ચુકશે નહી

---

**ગુલશને એલમ, જુન—૧૯૧૦**

મી૦ પી દા. થાણેવાલા તરફથી હારમોનીયમ, દીલરૂબા, વાયોલીન, સીતાર વગેરે વાજીંત્રો માટે કામ લાગે તેવી ઉપયોગી નામની એક વાજીંત્ર ગાઇડ ત્રણ ભાગમા બહાર પાડી છે મી૦ થાણેવાલાએ ૨૦ વરસ સગીત શાસ્ત્રના અભ્યાસ પાછળ રોકયા છે, અને તેના પરીણામમા આ એક સુદર વાજીંત્ર ગાઇડ બહાર પાડી છે શરૂઆતમા સગીતની ઉત્તપતી, તેમા વપરાતા ચોકસ શબ્દોની વ્યાખ્યા, કેટલીક જાણીતી રાગરાગણીઓના સુરો, અને સગીતના થઇ ગયલા ઉસ્તાદોની ટુક હકીકત ઉપરાત જુદી જુદી તાલોને લગતી સમજ આપી છે બીજા ભાગમા મુબઇના જાણીતા ઉરદુ, ગુજરાતી તેમજ પારસી સસારી નાટકોના લોકપ્રીય ગાયનોની વાજીંત્ર નોટસ છે, જયારે ત્રીજા ભાગમા થોડીક સરગમો, ચતરગ, ઉસ્તાદી ગાયનો ઉપરાત ખુસરૂ હમીના અને ખુબસુરત બલાના ગાયનોની નોટસનો વધારો કીધેલો છે

પહેલા ભાગમા તાલ અને સુરોની સમજ પડતી સમજણ અને હકીકત આપીને કર્તાએ પોતાના ઉતમ જ્ઞાનની સાબેતી આપી છે. કર્તાએ શરૂઆતમા સુરોની સમજણ આપયાથી શરૂઆતથી શીખનારને તે અગતનુ થઈ પડશે, તેમજ તેઓની મુશકેલી ટળશે મી૦ થાણેવાલા મોટી દીલગીરી સાથે જોય છે તેમ વાજીંત્ર વગાડનારાઓનો મોટો ભાગ તાલસુરથી બેનસીબ છે, અને ખચીત તેમજ છે! કેટલાક હારમોનીયમ વગાડનારા સાહેબોને બહુજ સુદર રીતે વગાડતા અને આગળા ચલાવતા જોઇ આપણા મુખમાથી આફ્રીન આફ્રીનના ઉદગારો કુદરતી બહાર પડશે, પણ જો તેઓને પુછવામા આવશે કે "તમોએ શુ રાગણી વગાડી"? તો કહેશે કે 'બા રાગણી બાગણી તો ખેરસલ્લાહ, આપણે તો વગાડી જાણીયે!!" આવા સાગ વગાડનારા માટે પણ આ ગાઇડ ઠીક અભ્યાસ કરવા લાયક થઇ પડશે આમા આપેલા રાગ ને રાગણીઓની અદર કયા કયા સુરો લાગે છે તે કર્તાએ પુખ્ત અભવાસ પછીજ આપેલા દીસ છે અગત પડતી અને ચાલુ નાટકોમા વપરાતી તાલોની સમજણ પણ ઘણીજ મનમાનતી છે

બીજા ને ત્રીજા ભાગમાં નાટકોના ગાયનોની નોટસ શુદ્ધ આપવાને કર્તાએ શ્રમ ખેચયો છે કેટલીક આગળ છપાયલી નોટસમા અને હાલમા કોઇ કોઇ ઠેકાણે પ્રગટ થતી નોટસમા તેના કર્તાઓ ગાયનોના શબ્દો પછવાડે "હઇહઇહ" યાતો "આઆઆઆઆ"

એક વગા ( સામટા ) આપે છે—જેથી નવા તો વગાડતા દોઆજ થયા, પણ જુનાઓને પણ તે વગાડતા મુશકેલ પડે છે. પણ આ ગાઇડમા એવુ કાઇજ નથી—વચમાં માત્રાના પોઇન્ટો મુકી એ બધી ' ઇ ' ને 'આ'ની ગરજ સારી છે વળી દરેક ગાયનપર તેની રાગણી પણ ચોકસાઇથી અપાઇ છે આ ગાઇડમા ગાયનોની કીધેલી ચુટણી પણ સારીજ છે. જુદા જુદા ટેસ્ટવાલાઓને પસદ પડે તેવી "ચલતી" ને "ઠા" વગેરે મીશ્ર ચીજો પસદ કરી છે, અને તેથીજ આ ગાઇડ દરેકને પસદ પડયા વગર રહેશેજ નહી

---

અખબારે સોદાગર, ૩૦ મી જુલાઇ, ૧૯૧૦

મી૦ થાણેવાલાએ ગાયનકળામાં બહુ અચ્છુ જ્ઞાન સપાદન કર્યુ છે અને તેમનો એ બાબેનો અનુભવ ૨૦ વરસનો જુનો છે અને તેવા તેમના જ્ઞાન અને અનુભવનો લાભ તેઓએ જાહેર મજાને આપ્યો છે એ બહુ સ્તુતીપાત્ર છે મી૦ થાણેવાલાએ પોતાના પુસ્તકના ત્રણ ભાગ કર્યા છે. પહેલા ભાગમા તેઓએ આર્ય સગીતને લગતુ વીવેચન કરીને દરેક રાગ-રાગણી, તાલ અને માત્રાને લગતી સપુર્ણ સમજણ, અસલના પ્રખ્યાતી પામેલા હીદુ તેમજ મુસલમાન ગવઇયાઓને લગતી હકીકત, અને પીયાના ફ્રેટ, હારમોનીયમ, દીલરૂબા, સીતાર, તાઉસ, વાયોલીન વીગેરે વાજીત્ર વગાડવાને લગતી સપુર્ણ સમજ આપેલી છે

બીજા ભાગમાં દરેક જાણીતી નાટક કપનીના સઉથી સરસ મધુર અને લોકપ્રીય ગાયન અને તેની સાથ દરેક વાજીત્ર વગાડવાની નોટસ આપી છે દરેક ગીતને મથાળે તેની રાગણી આપી છે અને દરેક ગીતના તાલ અને માત્રા પણ આપ્યા છે. દરેક નાટક કપનીના **છેલ્લામાં છેલ્લા અને તદન નવા લોકપ્રીય ખેલોમાંથી ગીતો લીધેલા છે**

ત્રીજા ભાગમાં જાણીતા ગવઇયાઓની બહારની ઉસ્તાદી રાગરાગણી, તીલાના, ચતરગ સરગમ, ગત વગેરે તાલસુર અને માત્રા સુધ્ધા આપયા છે, અને ૧૧૦ ગાયનનો સમાવેશ કર્યો છે

આ પુસ્તકને એક સપુર્ણ વાજીત્ર ગાઇડ તરીકે બનાવવા પાછળ મી૦ થાણેવાલાએ કશોએ કચાસ રાખ્યો નથી દરેક કુટુબમા તેટલા માટે આવુ એક ઉપયોગી પુસ્તક જાલવી રાખવાને અમો ભલામણ કર્યે છીએ

---

મુબઇ, તા૦ ૧૯–૮–૧૯૧૦

શેઠજી સાહેબ, પી દા થાનેવાલા જોગ,

જત તમારી "વીકટોર્યા વાજીત્ર ગાઇડ" નામની ચોપડી જોઇ ઘણો સતોષ ઉપજ્યો છે આ ચોપડીમા દરેક ગીતની રાગણી, તાલ અને માત્રા આપેલા હોવાથી તેમજ દરેક વાજીત્ર વગાડવાની સમજણ આપેલી હોવાથી સગીત શાસ્ત્રના શોખીનોને ખરેખરી ઉપયોગી થઇ પડશે. વળી આર્ય સગીતને લગતુ વીવેચન કરી, અને તાનસેન અને બીજા નામીચા

ગવઇયાઓની જીંદગીનુ વૃતાત આપી ચોપડીની લોકપ્રીયતામા વધારો કીધો છે આ ચોપડીમા હરેક જાણીતી નાટક કપનીના ૧૧૦ મધુર લોકપ્રીય ગીતોની ચુટણી કરી છે અને વળી કેટલીક ઉસ્તાદી રાગરાગણી પણ સમાવી છે સગીત શાસ્ત્રના મારા લાબા અનુભવપરથી કહી શકુ છુ કે ગીતોની "સરગમ" નોટસ પણ તદ્દન ખરી છે કેટલીક કચરાના ટોપલાને સ્વાધીન કરવા જેવી ગાઇડો જેમા તાલ માત્રા મળે નહી તેવી ચોપડી લઇ પાછળથી લોકો પસ્તાય છે તેવાઓને આ પુસ્તક ખરીદવાનો હુ મજબુત અલામણ કરૂ છુ

લી॰ સેવક, **નાનાભાઇ દામોદર વાજીત્ર શિક્ષક,**

પીકેટ રોડને નાકે, કાલબાદેવી, મુબઇ

---

THE INDIAN PATRIOT,

Madras, 3-8-1910.

The credit of having produced an easy book on Indian music goes to Mr Thanevala, who unlike other writers on Indian music in the Western Presidency, is one who has received the benefit of higher University Educat on For over twenty long years Mr Thanevala has been consistently labouring in the field of Indian music, and the first instalment of the results of his labours is now offered to the public in the form of a book entitled "Victoria Vajintra Guide' The book contains a clear and easy exposition of the theory and practice of Indian music

I have carefully gone through every page of the Victoria Vajintra Guide and I say that it bristles with instances innumerable of its author's high attainments in Indian music and of his abilities as a teacher on the subject *His notes (1) on the origin and growth of Indian music (2) on the different "Rag Ragnies" (3) on 'Alap' (4) on "Tan" and (5) especially on "Tal" are very instructive* In Indian music the most difficult thing to acquire is how to keep time The most difficult "tals" such as "Dhrupad,' "Tappa" &c can with the help of Mr Thanevala's notes, be learnt even by a child In the first section of the book, Mr Thanevala has given very good instruction as to how one can learn violin, Sitar, Dilruba and other Indian musical insstruments with the help of his book The Second

section of the book contains a large number of theatrical songs with their correct "Swara lipies (notation), while the third section contains a good many Ustadi—Classic songs also with swara lipies. The theatrical songs selected are the best that could be selected from the plays of the leading theatres of Bombay, such as the Gaiety, the New Alfred, the Bombay Parsi Theatre e c Ustadi songs have also been selected with great care The songs are set to an easy system of notation

---

THE OLD COLLEGE BUILDINGS, NUMGAMBAKAM
Madras, 6—7—1910.

The Chapters on "Tal," "History of music" &c are really very good. Then again your "Swara lipi" appears to be very correct On the whole your book is very very good and deserves to be translated into other Indian Vernaculars

Yours faithfully,

P K NAIR

---

# બનામે ખુદા

## જુદાં જુદાં વાજીત્ર વગાડવાને લગતી ટુંક સમજણ

### હારમોનીયમ

હારમોનીયમ અંગ્રેજી વાજીત્ર છે અને એ વાજીત્ર વગાડવુ ઘણુ સહેલુ છે હારમોનીયમમા સાધારણરીતે ત્રણ સપતક આવે છે પણ કેટલાક હારમોનીયમા ત્રણથીવધારે સપતક આવે છે. હારમોનીયમ બે જાતના આવે છે, (૧) ડાબા હાથની પહેલી સફેદચાવીની પાસે બે કાળી ચાવી પાસે પાસે આવે છે તે, અને (૨) ડાબા હાથની પહેલી સફેદ ચાવીની પાસે ત્રણ કાળી ચાવી પાસે આવે છે તે ઉપલા બે માના પહેલી જાતના હારમોનીયમની પહેલી સફેદ ચાવીને ૫ અથવા પંચમ ગણવો અને ચોથી ચાવીને સા તરીકે ગણવો. દરેક સપતકમા બધા મળી ૧૨ સ્વર આવે છે તેમાના ૭ સ્વર તીવ્ર ( સફેદ ચાવી ) અને પાચ સ્વર કોમળ (કાળી ચાવી ) આવે છે સા અને ૫ કોમળ આવતા નથી

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કાળી ચાવી | | રી | ગ | મ | | | ધ | ની | |
| સફેદ ચાવી | સા | રી | ગ | મ | મ | પ | ધ | ની | સા<br>ટી |

હારમોનીયમમા ઉપર મુજબ સફેદ અને કાળી ચાવી આવે છે રી, ગ, અને મ એ ત્રણ કાળી ચાવી એકેકની પાસે આવેલી છે, અને ધ અને ની એ બે કાળી ચાવી પાસે પાસે આવી છે, એટલે કે કોમળ મ અને કોમળ ધ ની વચમા બે સફેદ ચાવી મ અને ૫ છે સફેદ ચાવી મ ને મ તીવ્ર તરીકે ગણશુ જે પાચ કાળી ચાવી (કોમળ સ્વર) છે તેની નીચે લીકડી મુકેલી જણાશે આએ ચોપડીમાના ગીત વગાડતી વખતે ઉપર જણાવેલા નકશા પ્રમાણે સારીગમ જોઇને ગીતો વગાડવા

---

### વાયોલીન અથવા ફીડલ

વાયોલીન અંગ્રેજી વાજીત્ર છે અને તેની અંદર ચાર તાર આવે છે જમણા હાથપરના પહેલા તારને પહેલી (string ) કહે છે અને ડાબા હાથપરના પહેલા તારને ચોથી (string) કહે છે દરેક તાર ચાવીની અંદરથી લીધા પછી કાળી પટી (નટ) કે જયાથી તાર શરૂ થાય છે ત્યાથી બરાબર એક તસુને અંતરે એક સીધી લીટી દોરવી, અને તેનાથી એક તસુને અંતરે બીજી લીટી દોરવી, અને તેનાથી બરાબર અરધા તસુને અંતરે ત્રીજી લીટી દોરવી પહેલી લીટીપર ડાબા હાથની પહેલી આંગળી, બીજી લીટી પર બીજી આગળી, અને ત્રીજી લીટી પર ત્રીજી આગળી મુકવી ત્રીજી લીટીની બરાબર અરધા તસુના અંતરે ચોથી આંગળી મુકવી ચોથા તારમાથી આગળી મુકયા વગર ખાલી "બો" ફેરવવાથી જે અવાજ નીકળે તેને

ખરજનો મ કોમળ સ્વર ગણુવો, ચોથા તારના પહેલાં આંગળાને ખરજનો પ, બીજા આગળાને ખરજનો ધ, અને ત્રીજા આગળાને ખરજનો કોમળ ની ગણુવો ચોથા તારના પહેલાં આગળાની બરાબર અરધો તસુ ઉપર આગળુ મુકવાથી ખરજનો મ તીવ્ર થશે, ચોથા તારના બીજા આંગળાની અરધો તસુ ઉપર એટલે કે પહેલા અને બીજા આગળાની વચમાં આગળુ મુકવાથી ખરજનો ધ કોમળ થશે, અને ત્રીજી આગળીની અરધો તસુ નીચે ચોથી આંગળી રાખવાથી ખરજનો ની નીકળશે ત્રીજા તારમાથી આંગળુ મુકયા વગર તારપર ખાલી "બો" ફેરવવાથી જે અવાજ નીકળે તે સા ગણુવો ત્રીજા તારનાં પહેલાં આંગળાને રી, બીજા આંગળાને ગ અને ત્રીજા આગળાને મ કોમળ ગણુવો પહેલાં આંગળાની અરધો તસુ ઉપર રી કોમળ, બીજાં આંગળાની અરધો તસુ ઉપર ગ કોમળ, અને ત્રોજા આગળાની અરધો તસુ નીચે ચોથુ આગળુ રાખવાથી મ તીવ્ર નીકળશે બીજા તાર પર આગળી મુકયા વગર ખાલી "બો" ફેરવશો તો પ થશે પહેલાં આગળાને ધ, બીજા આગળાને ની, અને ત્રીજા આંગળાંને ટીપનો સા ગણુવો પહેલા આગળાની અરધો તસુ ઉપર ધ કોમળ, બીજા આગળાની અરધા તસુ ઉપર ની કોમળ, અને ત્રીજા આગળાની અરધો તસુ નીચે ચોથુ આગલુ મુકવાથી ટીપનો રી કોમળ થશે પહેલા તારપર ખાલી "બો" વગાડવાથી ટીપનો રી, પહેલુ આગળુ ટીપનો ગ, બીજુ આગળુ ટીપનો મ તીવ, અને ત્રીજુ આગળુ ટીપનો પ સમજવો પહેલા આગળાની અરધો તસુ ઉપર ટીપનો ગ કોમળ, બીજા આગળાની અરધો તસુ ઉપર ટીપનો મ કોમળ અને ત્રીજા આગળાંની અરધો તસુ નીચે ચોથુ આગળુ રાખવાથી ટીપનો ધ કોમળ સમજવો

## વાયોલીન વગાડવાનો નકશો.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્ટ્રીંગ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ફીંગર | • | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | • | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ |
| સુર | મ | મ | પ | ધ | ધ | ની | ની | સા | રી | રી | ગ | ગ | મ | મ |
| | × | | | × | | × | | | × | | × | | × | |
| સપ્તક | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | | | | | | | |
| | | ની | | ની | | | | | ની | | ની | | | |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્ટ્રીંગ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ફીંગર | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | • | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ |
| સુર | પ | ધ | ધ | ની | ની | સા | રી | રી | ગ | ગ | મ | મ | પ | ધ |
| | | × | | × | | | × | | × | | × | | | × |
| સપ્તક | | | | | | ટી | ટી | ટી | ટી | ટી | ટી | ટી | ટી | ટી |
| | | ની | | ની | | | | | ની | | ની | | | |

ની એટલે નીચો અથવા નેચરલ પીગરથી અરધો સ્વર નીચો વગાડવો જે સારીગમના બોલની નીચે ચોકડી છે તે કોમળ અથવા flat સમજવો

## દીલરૂબા અને તાઉસ

દીલરૂબા અને તાઉસ એ બેઉ વાજીત્ર વગાડવાની રીત એક સરખી છે અને તેના સુરો મેળવવાની રીત પણ એક સરખી છે તાઉસનો નીચેનો ભાગ મોરના આકાર જેવો હોય છે. બેઉ વાજીત્રમા વધવામા વધતા ૨૪ પડદા આવે છે પણ કોઇ ૨૪ થી ઓછા પડદા પણ લે છે દીલરૂબા અને તાઉસને ચાર તાર આવે છે પહેલો અને ત્રીજો પોલાદી, અને બીજો અને ચોથો પીતળનો હોય છે એ વાજીત્ર વગાડતી વખતે ફક્ત પહેલા તાર પરજ " બો " ફેરવવામાં આવે છે સા અને પ ના પડદા હમેશા કાયમ રહે છે

દીલરૂબા અને તાઉસના ૨૪ પડદા મેળવવાની રીત નીચે મુજબ છે

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| મ | પ | ધ | ધ | ની | ની | સા | રી | રી | ગ |
| | | × | | × | | | × | | × |
| ખ | ખ | ખ | ખ | ખ | ખ | | | | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ગ | મ | મ | પ | ધ | ધ | ની | ની |
| | × | | | × | | × | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| સા | રી | રી | ગ | ગ | મ |
| | × | | × | | × |
| ટી | ટી | ટી | ટી | ટી | ટી |

દીલરૂબા સીતાર તાઉસ વગેરે વાજીત્રોની અંદર નીચે વધારાના તારો (તરપો) નાખે છે જે તારોથી વાજીત્ર વધારે મધુર લાગે છે

---

## સીતાર

સીતારની અંદર સાત તાર અને ૨૪ પડદા આવે છે પણ કેટનાક લોકો ૨૪ થી ઓછા પડદા પણ રાખે છે સીતાર ને માટે એમ કહેવામા આવે છે કે પહેલા એ વાજીત્રમા ત્રણજ તાર હતા તેથી એને સેતાર કહેતા હતા

સીતાર મજરાબથી વગાડવામા આવે છે અને એ વાજીત્રમાંથી મીઠ ઘણી સારી રીતે નીકળે છે સીતારમાં ત્રણ મુખ્ય બોલો આવે છે, (૧) દા, (૨) ડા અને (૩) દિડ બાજના તારપર પહેલી આગળી ઉપર મજરાબ પહેરીને હથેળી તરફ આગળુ લાવવાથી દા એવો અવાજ નીકળે છે બાજના તારપર મજરાબ પહેરીને પહેલા હથેળી તરફ અને પછી તરતજ ઉલટી બાજુએ લાવવાથી દિડ એવો અવાજ નીકળશે બાજના તાર ઉપર આગળી જમણી બાજુ લાવવાથી ડા અવાજ નીકળે છે સીતારનો પહેલો તાર જે પોલાદનો હોય છે તેને બાજનો તાર અથવા મધ્યમનો તાર કહે છે, કારણ કે પહેલો પડદો મ થી શરૂ થાય છે બીજો તાર પીતળનો તે તેને ખરજનો અથવા જોડ તાર કહે છે એનો પહેલો પડદો ખરજના સા થી શરૂ થાય છે ત્રીજો તાર પીતળનો છે પહેલા ત્રણ તાર તાઉસની માફક મેળવવા ચોથો તાર પોલાદી નાખવો અને તેને ખરજના પ સાથે મેળવવો પાચમો તાર સા સાથે છઠો તાર પ સાથે અને સાતમો તાર જે પણ પોલાદનો છે અને જેને પપૈયા અથવા છીગારી કહે છે તે ટીપના સા સાથે મેળવવો

———•———

## તાલ વિશે સમજણ.

દરેક ગાયનનો આધાર તેની તાલની ઉપર રહે છે દરેક તાલની અંદર ચોકસ માત્રા આવે છે અગ્રેજીમા તાલને measure અથવા beat કહે છે અને માત્રાને pulse કહે છે. જે ઠેકાણે ગાનાર માથુ નમાવી વાહ કરી બોલે છે તે જગ્યાને સમ અથવા માન કહે છે

ત્રીતાલની અંદર જે ચીજ બાધેલી હોય છે તેને ઠુમરી કહે છે ચોતાલમા જે ચીજ બાંધેલી હોય છે તેને ધ્રુપદ અથવા ચોતાલો કહે છે

આએ ચોપડીની અંદર ગીતને મથાળે જે આકડા આપ્યા છે તે તાન સમજવી અને ગીતના શબ્દો અને તેની વચમા જે મીડા છે તે માત્રા સમજવી

તાલ દાદરા

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | સમ | | | | | |
| તાલ | ૧ | | | • | | |
| | • | | | | | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

દાદરામા એક ભરેલી અને એક ખાલી એમ બે તાલ આવે છે. સમ ભરેલી તાલપર પડે છે. એમા ૬ માત્રા આવે છે. એ તાલ લેવી ઘણી સહેલી છે અને અગ્રેજીમા એને three fourths time કહે છે

———•———

## તાલ કેરબો (કેરવો)

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | સમ | | | | | | | |
| તાલ | ૨ | | ૩ | | ૦ | | ૧ | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

આ તાલમા ત્રણ ભરેલી અને એક ખાલી આવે છે સમ બીજી તાલપર પડે છે એના ૮ માત્રા છે કેટલાકો કેરવાની તાલમા બધી ચારે ચાર ભરેલી તાલ રાખે છે

———•———

## તાલ લાવણી (કવાલી)

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | સમ | | | | | | | |
| તાલ | ૨ | | ૩ | | ૦ | | ૧ | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

એમાં ત્રણ ભરેલી અને એક ખાલી આવે છે સમ બીજીપર પડે છે

———•———

## તાલ ખીમટા (નકટા)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | સમ | | | | | |
| તાલ | ૧ | | | | | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

આ તાલમા એકજ તાલ લેવાય છે એમા ૬ માત્રા આવે છે દાદરાની તાલમા એક તાલ લેતા જેટલો વખત લાગે છે તેના કરતા બેવડો વખત ખીમટામા લાગે છે.

———○———

## પંજાબી (ત્રીતાલ)

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સમ | | | | | | | | | | | | | | | |
| તાલ | ૨ | | | | ૩ | | | | ૦ | | | | ૧ | | | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

ત્રીતાલમા ત્રણ ભરેલી અને એક ખાલી તાલ આવે છે સમ બીજીપર પડે છે એના ૧૬ માત્રા છે.

———○———

## આડા (ત્રીવટ)

સમ

તાલ ૨ ૩ • ૧

માત્રા ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬

એમાં પણ ત્રણ ભરેલી અને એક ખાલી આવે છે સમ બીજી તાલપર પડે છે ત્રીતાલ અને આડાની તાલ અને માત્રા સરખી છે

———o———

## હીચ

સમ

તાલ ૧ •

માત્રા ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨

હીચમા એક ભરેલી અને એક ખાલી તાલ આવે છે એમા ૧૨ માત્રા લાગે છે

———o———

## ચોતાલ (ધ્રુપદ)

સમ

તાલ ૧ • ૨ • ૩ ૪

માત્રા ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨

ધ્રુપદમા ૪ તાલ ભરેલી અને બે ખાલી આવે છે સમ પહેલી પર પડે છે એના ૧૨ માત્રા આવે છે કોઇ ૧૨ ને બદલે ૨૪ માત્રા પણ લે છે

———o———

## દીપચંદી

સમ

તાલ ૨ ૩ • ૧

માત્રા ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪

આ તાલમા ત્રણ ભરેલી ને એક ખાલી આવે છે સમ બીજીપર પડે છે એમા ૧૪ માત્રા આવે છે દીપચંદીમા દરેક તાલમા એક સરખી માત્રા નથી

———o———

### જપતાલ

| | સમ | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તાલ | ૧ | | ૨ | | | ૦ | | ૩ | | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |

જપતાલમાં ૧૦ માત્રા આવે છે અને સમ પહેલી પર છે

---

### સુલફાગ

| | સમ | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તાલ | ૧ | | ૦ | | ૨ | | ૩ | | ૦ | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |

સુલફાગના ૧૦ માત્રા છે એમાં ત્રણ ભરેલી અને બે ખાની આવે છે સમ પહેલી પર લેવો

---

### પીસતો (ગજલ)

| | | | | | |
|---|---|---|---|---|---|
| તાલ | ૦ | | ૧ | ૨ | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

પીસ્તામા બે ભરેલી તાલ અને એક ખાલી આવે છે એના માત્રા પાચ છે

---

### રૂપક તાલ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| તાલ | ૦ | | | ૧ | | ૨ | |
| માત્રા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |

એમા ૭ માત્રા આવે છે બે તાલ ભરેની અને એક તાલ ખાલી છે
આએ ચોપડીમા ચાલુ જાણીતી તાલોનોજ ઉપયોગ કર્યો છે

---

## રાગરાગની ને લગતી સમજણ

આર્ય સગીતની અદર ત્રણ જાતની રાગરાગણી આવે છે (૧) આડવ (૨) ખાડવ અને (૩) સપુર્ણ.

સગીતની અદર સાત સ્વર આવે છે, ષડજ, રીખવ, ગધાર, મધ્યમ, પચમ, ધૈવત, અને નીખાદ એ સ્વરોને ટુકમા સા, રી, ગ, મ, પ, ધ, ની કરીને કહે છે અગ્રેજી મ્યુઝીકમા સી, ડી, ઇ, એફ, જી, એ, બી અથવા ડો, રે, મી ફા, સોલ, લા, ટી કહે છે

જે રાગની અદર કોઇબી પાચ સ્વર લાગે છે તેને આડવ કહે છે, જેમકે માલકોશ, માલશ્રી, હીંડોલ, બીભાસ, સારગ, જે રાગની અદર કોઇબી છ સ્વર લાગે છે તેને ખાડવ કહે છે, જેવા કે, તિલગ, લલીત, ભોપાની કલ્યાણ, સોહીણી, પહાડી જી જોટી

જે રાગમા સાત સ્વર લાગે છે તેને સપુર્ણ કહે છે રાગ રાગણીનો મોટો ભાગ સાત સ્વરનો બનેલો છે જેમકે ભૈરવ, ભૈરવી, માડ, દેશ, ધનાશ્રી વગેરે વગેરે

દરેક રાગણીની અદર સા આવવોજ જોઇયે માલકોશ અને હીડોલના અદર રી લાગતો નથી સરગમા ગ લાગતો નથી ભોપાલી, બીભાસમા મ લાગતો નથી માલકોશ, હીડોલ, લલીતમા પ બાદ થાય છે સારગ, તિલગમા ધ આવતો નથી બીભાસ, દેશકાર વગેરેમાં ની બાદ કરવો પડે છે

દરેક રાગ ગાવાનો વખત ચોક્સ મુકરર કીધેલો હોય છે જે પ્રમાણે આપણે ચોકસ વખતે ભોજન લઇયે છીયે તેજ પ્રમાણે ગવઇયાઓ અને ઉસ્તાદો ચોકસ રાગણી અમુક વખતેજ ગાય છે

સા, રી, ગ, મ, પ, ધ, ની એ સાત સ્વર મળીને એક સપતક થાય છે સપતક ત્રણ છે, (૧) ખરજ, (૨) મધ્યમ અને (૩) ટીપ

દરેક રાગની અદર વાદી અને સવાદી સ્વર આવે છે વાદી સુરથી રાગ શરૂ થાય છે અને છેડો પણ તેજ જગ્યાપર આવે છે સા નો મ અને પ સવાદી સ્વર છે, અને રી ધ, અને ગ નો ની સવાદી સ્વર છે

સા, રી, ગ, મ, પ, ધ, ની એ સાત સ્વરોના જુદી જુદી રીતે મીલાવટ કરવાથી જુદા જુદા અલકાર થાય છે આવી રીતે જુદી જુદી રીતે એ સાત સ્વર ગોઠવવાથી લગભગ ૫૦૦૦ અલકાર થાય છે, એને અગ્રેજીમા permutation and combination કહે છે ભૈરવી, માલકોશ, હીડોલ, દીપક, શ્રી, અને મેઘ એવા છ મુખ્ય રાગો છે, અને એ દરેક રાગમાથી જુદી જુદી રાગણી નીકળી છે દરેક ગીતની અદર ત્રણ મુખ્ય ભાગ આવે છે તેને અસ્તાઇ, અતરો, અને અભોગ કહે છે

રાગને દીપાવવાના ચાર રસ્તા છે (૧) જે રાગણીમા તેનો વાદી સ્વર હોય ત્યાથી અલાપ શરૂ થાય છે (૨) રાગણીના દરેક સ્વરો કાઢયા પછી સવાદીનો અવાજ દેખાડી પાછો વાદી પર આવે છે અને ખરજ પર પહોંચે છે (૩) વાદી, સવાદી પરથી ટીપ સ્વર સુધી જઇ પાછો વાદીપર જોર બતાવી ખરજ પર આવે છે (૪) ટીપ પરથી વાદી સવાદી પર જઇ ખરજ પર આવે છે અને પછી "સમ" પર આવે છે

# દરેક રાગમા આવતા તિવ્ર કોમળ સ્વરો અને તેના વખતનુ કોષ્ટક

| ન | રાગના નામ | સા | રી | ગ | મ | પ | ધ | ની | વખત | જાતી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | સ્વરો | | | | | | | | |
| ૧ | ભૈરવ | સા | રી<br>x | ગ | મ<br>x | પ | ધ<br>x | ની | સુરજ ઉગવા પહેલા | સંપુર્ણ |
| ૨ | ભૈરવી | સા | રી<br>x | ગ<br>x | મ<br>x | પ | ધ<br>x | ની<br>x | સવાર | ” |
| ૩ | સિંધ ભૈરવી | સા | રી | ગ<br>x | મ<br>x | પ | ધ<br>x | ની<br>x | સવાર | ” |
| ૪ | તિલંગ | સા | રી | ગ | મ<br>x | પ | બાદ | બન્ને | સવારના ૯॥ વાગે | ખાડવ |
| ૫ | દેશ | સા | રી | ગ | મ<br>x | પ | ધ | બન્ને | રાતના પહેલો પહોર | સંપુર્ણ |
| ૬ | સોરઠ | સા | રી | ગ | મ<br>x | પ | ધ | ની<br>x | ” | ” |
| ૭ | માલકોશ | સા | બાદ | ગ<br>x | મ<br>x | બાદ | ધ<br>x | ની<br>x | અરધી રાત પછી | ઓડવ |
| ૮ | હીંડોલ | સા | બાદ | ગ<br>x | મ<br>તિવ્ર | બાદ | ધ | ની | સાંજના | ઓડવ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | ભીમપલાસી | સા | રી | ગ<br>X | મ<br>X | પ | ધ<br>X | ની<br>X | દીવસના ત્રીજે પહોર | સંપુર્ણ |
| ૧૦ | મુલતાની | સા | રી<br>X | ગ<br>X | મ<br>તિવ્ર | પ | ધ<br>X | ની | " | " |
| ૧૧ | ધનાશ્રી | સા | રી<br>X | ગ<br>X | મ<br>X | પ | ધ<br>X | બન્ને | " | " |
| ૧૨ | માડ | સા | રી | ગ | મ<br>X | પ | ધ | બન્ને | રાતના | " |
| ૧૩ | ટોડી | સા | રી<br>X | ગ<br>X | મ<br>તિવ્ર | પ | ધ<br>X | ની | સવારના પહેલા પહોર | " |
| ૧૪ | લલિત | સા | રી<br>X | ગ | મ<br>X | બાદ | ધ<br>X | ની | સવાર | ષાડવ |
| ૧૫ | બિભાસ | સા | રી | ગ | બાદ | પ | ધ | બાદ | " | ઓડવ |
| ૧૬ | સિંધુડા | સા | રી | ગ<br>X | મ<br>X | પ | ધ | ની<br>X | દીવસના ચોથો પહોર | સંપુર્ણ |
| ૧૭ | આસાવરી | સા | રી | ગ<br>X | મ<br>X | પ | ધ<br>X | ની<br>X | સવારના પહેલો પહોર | સંપુર્ણ |
| ૧૮ | પુરવી | સા | રી<br>X | ગ | બન્ને | પ | ધ<br>X | ની | દીવસના ત્રીજે પહોર | " |
| ૧૯ | કેદારા | સા | રી | ગ | બન્ને | પ | ધ | બન્ને | રાતના | " |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦ | દરબારી કહાનરા | સા | રી | ગ x | મ x | પ | બન્ને | ની x | " | " |
| ૨૧ | અડાના કહાનરા | સા | રી | ગ x | મ x | પ | ધ | બન્ને | " | " |
| ૨૨ | બાગેશ્વરી કહાના | સા | રી | ગ x | મ x | પ | ધ | ની x | " | " |
| ૨૩ | કાશી ગડા | સા | રી x | ગ | મ x | પ | ધ x | ની | મધરાત પછી | " |
| ૨૪ | શુધ કલ્યાણ | સા | રી | ગ | મ તીવ્ર | પ | ધ | ની | રાતના પહેલો પહોર | " |
| ૨૫ | યમન કલ્યાણ | સા | રી | ગ | બન્ને | પ | ધ | ની | " | " |
| ૨૬ | હમીર કલ્યાણ | સા | રી | ગ | બન્ને | પ | ધ | ની | " | " |
| ૨૭ | ભોપાલી કલ્યાણ | સા | રી | ગ | બાદ | પ | ધ | ની | " | ખાડવ |
| ૨૮ | શામ કલ્યાણ | સા | રી | ગ | બન્ને | પ | ધ | ની | " | સંપુર્ણ |
| ૨૯ | શ્રી | સા | રી x | ગ | મ તીવ્ર | પ | ધ x | ની | સાંજના | " |
| ૩૦ | પીલુ | સા | બન્ને | બન્ને | મ x | પ | બન્ને | બન્ને | દીવસના ત્રીજે પહોર | " |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | ગરવા | સા | રી | બન્ને | મ x | પ | ધ | બન્ને | ' | " |
| ૩૨ | કાફી | સા | રી | ગ x | મ x | પ | ધ | ની x | દીવસના ત્રીજા પહોરથી | " |
| ૩૩ | જીલ્લા | સા | રી | બન્ને | મ x | પ | ધ | બન્ને | " | સંપુર્ણ |
| ૩૪ | ગેહાગ | સા | રી | ગ | બન્ને | પ | ધ | બન્ને | મધરાત | " |
| ૩૫ | જીંજોટી | સા | રી | ગ | મ x | પ | ધ | બન્ને | દીવસના ત્રીજે પહોર | " |
| ૩૬ | જગના | સા | રી | બન્ને | મ x | પ | ધ | ની x | દીવસના ત્રીજા પહોરથી | " |
| ૩૭ | મોહીણી | સા | રી x | ગ | બન્ને | બાદ | ધ x | ની | રાતના ત્રીજે પહોર | ખાડવ |
| ૩૮ | મલ્હાર | સા | રી | ગ | મ x | પ | ધ | બન્ને | વરસાદની રૂતુમાં | સંપુર્ણ |
| ૩૯ | સારંગ | સા | રી | બાદ | મ x | પ | બાદ | બન્ને | બપોરના બાર વાગે | " |
| ૪૦ | જોગીયા આસાવરી | સા | રી x | ગ | મ x | પ | ધ x | ની | સવારના પહેલો પહોર | " |

જે સ્વરની નીચે ચોકડી કાઢી છે તે કોમળ સમજવો બન્ને એટલે જેમા કોમળ તીવ્ર બેઉ લાગે તે જે કોલમમા બાદ લખ્યો છે તે સ્વર ગણવો નહી

---

## નિશાનીઓની સમજણ.

(ખ)—ખરજ અથવા પહેલો સપ્તક જે સારીગમ ના બોલની નીચે ખ હોય તે ખરજની અથવા પહેલા સપ્તકની સારીગમ સમજવી

(ટો)—ટોપ અથવા ત્રીજો સપ્તક જે સારીગમ ના બોલની નીચે ટો હોય તે ત્રીજા સપ્તકની સારીગમ સમજવી

બીજા સપ્તકને માટે કઈ પણ નીશાની લખી નથી

× જે સારીગમના બોલની નીચે આવી ચોકડી હોય તે કોમળ અથવા flat સમજવો હારમોન્યમમા કાળી ચાવીને કોમળ સમજવી

તી = તીવ્ર શુધ્ધ મ અને કોમળ મ વગાડવામા કેટલીક વાર વગાડનાર ભુલથાપ ખાય છે, તેથી શુધ મ ને માટે મ તીવ હમેશા લખેલો છે કે જેથી મ કોમળ સાથે ભેળાઈ જાય નહી

ગીતના શબ્દની ઉપર ૧ ૨ ૩ ૦ એવા આકડા છે તે તાલ સમજવી

ગીતના શબ્દની વચમા જે નાના મીડા છે તે માત્રા સમજવી

‸ ગીતના શબ્દની ઉપર જ્યા આવી નિશાની હોય તેટલા શબ્દ ઝડપથી વગાડવા આ નિશાની ઘણુ કરીને અંતરમા આવશે

/ ગીતના શબ્દની ઉપર જ્યા આવી નિશાની હોય તે બોલ ઘણો વધારે લંબાવવો.

|| ગીતની દરેક લાઇન પુરી થાય છે ત્યા આવી નિશાની છે

{ } જ્યા આવો બ્રેકેટ હોય તેટલો ભાગ બે વખત વગાડવો.

---

શરૂઆતથી શીખનારાઓએ ગીત વગાડવા પહેલા નીચની સારીગમ વગાડતા શીખવુ

(૧)

| | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા | રી | ગ | મ | પ | ધ | ની | સા | \| | સા | ની | ધ | પ | મ | ગ | રી | સા | \|\| |
| | | | × | | | | ટો | \| | ટો | | | | × | | | | |

(૨)

સાસા રીરી ગગ મમ પપ ધધ નીની સાસા |
xx ટીટી |

સાસા નીની ધધ પપ મમ ગગ રીરી સાસા ||
ટીટી xx

(૩)

સાગ રીમ ગપ મધ પની ધસા | સાધ નીપ ધમ પગ મરી ગસા ||
x x ટી | ટી x x

(૪)

સારીગ રીગમ ગમપ મપધ પધની ધનીસા |
x x x ટી |

સાનીધ નીધપ ધપમ પમગ મગરી ગરીસા ||
ટી x x x

(૫)

સારીસારીગ રીગરીગમ ગમગમપ મપમપધ પધપધની ધનીધનીસા |
x x x x x ટી |

સાનીસાનીધ નીધનીધપ ધપધપમ પમપમગ મગમગરી ગરીગરીસા ||
ટી ટી x x x x x

(૬)

સા સારીસા સારીગરીસા સારીગમગરીસા
x

સારીગમપમગરીસા સારીગમપધપમગરીસા
x x x x

સારીગમપધનીધપમગરીસા સારીગમપધનીસાનીધપમગરીસા ||
x x x ટી x

# બનામે ખુદા

———o———

## માઝનદ્રાન

### ૧

રાગ-બેહાગ તાલ-ત્રીતાલ

ફરેદુન—મનતુ ધારયુ નવ થાય
ઉલટ સુલટ ઘડી ઘડી બદલાય
હાથ રેખાઓ કેમ છેકાય —મનતુ
કર તુ વીચારો, લાખ હજારો
પાર ઉતારે જનમ દેનારો
સરજત રમત સાફ દેખાય—મનતુ
જગત દાતાની ખુબી છે સઘળે
ડગલે પગલે ઢગલે ઢગલે
કિસ્મેત હયરત કેમ ધોવાય—મનતુ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૦ | | ૧ | | | ૨ | | × ૩ |
| મ | ન | તુ | ધાર | યુ | ન | વ | થા | આ | એ |
| ની | ની | સા | ની | પ | ગ | મ | ગ | રી | સા |
| | | ટી | | | | × | | | |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | | | | ૧ | | | | ૨ | | | | ˘ | | |
| ઉ | લ | ટ | સુ | લ | ટ | ઘ | ડી | ઘ | ડી | બ | દ | લા | આ | એ |
| પ | પ | ની | ના | સા | સા | ગ | મ | મ | પ | મ | મ | ગ | રી | સા |
| ખ | ખ | ખ | ખ | | | | × | તી | | | × | | | |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | | | ૧ | | ૨ | | | | ૩ | | | + |
| હા | થ | રે | ખા | ઓ | | કે | મ | છે | કા | આ | એ | એ |
| મ | ગ | મ | પ | વ | | ની | ની | સા | ની | ધ | પ | ધ |
| × | | × | | | | | | ટી | | | | |

મનતુ ૦

૦ ૧ ૨ ૩
કર ણુ વી ચા રો લા ખ હ જા આ રો આ
પ પ ધ સા સા સા ની રી સા ની ર ધ ની
ટી ટી ટી ટી ટી

૦ ૧ ૨ ૩
પા ર ઉ તા આ રે એ જ ન મ દે ના આ રો આ
ની ધ સા ની ધ મ પ ।। ની ધ સા ની ધ મ પ
ટી ની ટી ની

૦ ૧ ૨ ૩ +
સર જ ત ર ગ ત સા ક દે ખા આ એ એ
મ ગ મ પ ધ ધ ની ની સા ની ધ પ ધ — મનનુ૦
× × ટી

× બીજી વખતે એ (૩ / સા) આએ પ્રમાણે લેવો

+ બીજી વખતે ધ (એ) વગાડવો નહી.

જગત દાતાની=કરણુ વીચારો
ડગલે પગલે=પાર ઉતારે
કુસમત હયરત=સરજત રગત

——— ૦ ———

## ૨

### રાગ પીલુ-બરવા તાલ-ત્રીતાલ

ફેરેની—છે વરનો ઉદયોગ જી શણગાર
છે હુ કરઘ ટે કઘ ફોકટ સમજે
એમા નવ કાઈ સાર—છે ઘરનો૦

હસતા રમતા કમકાજ કરતા તબીયત રહે તેજદાર
જાતે હાથે ઉદયોગ સાથે શોભી રહે સસાર
એમા શાનુ શરમાવાનુ, રાજી રહે કીરતાર—છે ઘરનો૦

## શાખી.

```
                                    /
દી  ક  રી  વ  હુ  કે  બેહ  ન  સ  મ  હુ  કીમ  મત  ખ
સા, સા  રી, રી  મ, મ  પ,  પ  ધ,  મ  પ,  પ , પ,  ધ
            ×  ×              ×

       /
રી  ધ  ધ  ધ  ધ  ધ  ધ  અ  કા  આ  આય  એ  છે
પ  ધ  ની  સા  ધ, ની  પ , પ , મ  પ  ધ , પ  ગ ,
       ×  ટી    ×      ×              ×

                      /
એ  એ  એ  એ  ||  હય  રત  જો  હો  આ  ઉ  ધ  યો
મ  રી , ગ  સા  ||  મ  ની , ધ  ની  ધ , ની  ધ  ની
×     ×        ||  ×  ×     ×    ×    ×

    /
ગ  તો  ઓ  આ  આ  આ  આ  આ  ધ  ર  સા  રી  ર
મ  પ , મ  ગ , મ  રી , ગ  સા , સા  રી  ગ , મ  મ ,
×     ×  ×  ×     ×              ×  ×  ×

/   /
શે  બા  એ  છે  ||
પ , ગ , રી  સા  ||   એમા શ્રાનું.
   ×            ||
```

જાતે હાથે ઉદ્યોગ સાથે—હસ્તા રમતાં કામકાજ કરતા

```
             ૨              ૩
+ બીજી વખતે ગાર                        આએ પ્રમાણે લેવો
             સા
```

આએ ગીતની શાખી બહુ ધીમેથી વગાડવી આએ ગીત લાવણીમા પણ વગાડી શકાશે.

——— ∘ ———

### ૩

### રાગ—વાગેશ્વરી કહાનગ  તાલ—ત્રીતાલ

#### શાખી

મીઠું—દિલ દીધુ બસ એકને, તોબી છે આય ફેજ,
મળ્યુ શુ હાય સેનટ આખ- બદલો એજ!

પડશો નવ પ્યારમા
દીલના વ્હેવારમા—પડશો૦

મહોબત છે બહુ દીવાની
લેજો પહલા પીછાની
નહી તો આખર ધુળવાણી જાની માની—પડશો૦

#### શાખી,

કાલો કાલો કાગ બહુ, છે બગલો ધોળો,
હયરત બહારવી પારખે, કોણ ભુડો ભોલો—પડશો૦

#### શાખી

દાલ , દી ધુ , બ સ એ , ક ને , તો , બી છે , આએ, ફે એ
મ મ ધ ધ ના સા ની સા સા ની ધ ધ મ ધ
× × × ટી ટી ટી × ×

એ એ એ, એ, એ, એ, એ એ એ એ એ એજ || મલ, યુ
મ ધ ની ધ મ ગ રી ગ મ ગ રી સા || સા ની- -
× × × × × × × || ટી ×

સુ , હાએ , મે એ , એ એ એ , વ ટે , એ એ , એ , આ આ
ધ ધ પ ધ પ ધ ની પ ગ મ રી સા રી ગ
× × × ×

ખ ર બ દ લો ઓ અજ ||
મ પ ગ રી ગ રા સા ||
× × ×

{ ૦ ૧ ૨ ૩ || }
પ ડ શો ન વ ષ્યા ર મા
પ પ ગ સા રી ધ ની સા
× ×
ખ ખ

{ ૦ ૧ ૨ ૩ || } પડશો
દીલ ના આ વહે વા ર મા આ આ આરે
ધ ધ પ ની ધ મ પ ધ ની ધ મ
× × × ×

{ ૦ ૧ ૨ ૩ ||
મ હો બત છે એ બહુ દી વા આ ની
ધ ની સા સા રા સા ધ સા ની ધ
× ટી ટી ટી ટી ટી ×

× ૦ ૧ ૨
અ રે અ આ આ આ આ આ આ આ આ
ધ ની સા રી ગ મ ગ રી સા ની ગ
× ટી ટી × × × × ×
ટી ટી ટી ટી ટી ટી

૩ || મહોબત { ૦ ૧ } પડશો
આ આ આ આ || જા આ ની ઇ મા આ ની
રી સા ની સા || ધ ની ની ધ પ મ પ
ટી ટી × ટી || × × ×

લેજે પહેલા પીછાની=મહોબત છે બહુ દીવાની
નહી તો આખર ધુળધાણી=મહોબત છે બહુ દીવાની
+ નહી તો આખર ધુળધાણી વાલી લાઇન વગાડી આએ તાન લેવી
કાલો કાલો કાગ બહુ=દીલ દીધુ બસ એકને
હયરત બહારથી પારખે=મલ્યુ શુ હાએ સેવટે

આએ ગીત વગાડવુ કઠણુ છે માટે બહુ સભાલીને વગાડવુ

૪

+

## રાગ—માડ ભજન તાલ—લાવની

**મનીજેહુ**—માટીડાઓ શુ કામના, મતલબના સહુ દીલદાર
બહેતર તેથી તો જાનવરો, પ્યારા પર જા નીસાર
છે સહુના તાબેદાર, હુશયાર, દીલદાર, સ પીલા લાખવાર—માટીડા
બોલે બીલ્લી સુરમા મ્યાઉ મ્યાઉ
કુતરોબી દમમા બાઉ બાઉ
કહે ચક્લી ચુ ચુ, કોયલ ગાયે ટહુ ટહુ,
બે બે કહે બકરી બહુ બહુ
ફોકટ માટીડા સહુ સહુ, છે સઉના તાબેદાર— હુશયાર૦

૧   ૨   ૩   ૦   ૧   ૨   ૩   ૦   ૧
મા   ટી   ડા   ઓ   ઓ   શુ   કા   મ   ના
સા   રી   મ   પ   ધ   ની   ધ   પ   મ
×   ×   ×

૨   ૩   ૦   ૧   ૨   ૩   ૦
મ   ત   લ   બ   ના   સહુ   દીલ   દાર
રી   ગ   સા   રી   મ   રી   ગ   સા
×

૧   ૨   ૩   ૦   ૧   ૨   ૩   ૦
છે   સહુ   ના   તા   આ   બે   દાર
ની   ની   ની   ધ   ની   રી   સા
ટી   ટી

૧   ૨   ૩   ૦   ૧   ૨   ૩   ૦
હુ   શ   યા   આ   આ   આર   દી   લ   દા   આ   આ   આર
પ   પ   પ   ધ   પ   ધ   મ   મ   મ   પ   મ   પ
×   ×   ×   ×

૧   ૨   ૩   ૦   ૧   ૨   ૩   ૦
સ   પી   ઇ   લા   આ   લા   આ   ખ   વાર
મ   ગ   મ   મ   સા   ગ   રી   ગ   સા
×
} માટીડા૦

